# RANJIT BULLETIN

Vol. II, No. 5. 23rd NOVEMBER 1935. Price 1 Anna.

Miss ROSE HATE.

મીસ રોઝ હાટે

## *Nasty Accident.*

Don't be nervous! You will not be stung again by that wicked Serpent. It is a long and a bit sad story. Dixit was doing a scene in "Kimti Ansu", the shot demanded that Dixit should carry the Serpent and leave it to his wife to quench the thirst of his vengeance. Dixit actually caught hold of the reptile and Khatoon was on the scene to be stung, this was being managed cleverly in the scene. Even then this nasty Serpent desperately stung Dixit. The Camera was purring and Dixit did not utter a word. The purring stopped and news reached the Studio that Dixit was being stung—immediately he was taken to the capable Doctor. He was treated there and the Doctor declared that he was out of danger. Thus the shooting of "Kimti Ansu" is being postponed. The picture is nearing completion–only one or two scenes are to be taken.

**The reptile who avenged its anger on Dixit.**

Gohar is giving all attention on her themic song, in "Kimti Ansu" the soul of the picture. It is the song of tears. Chandulal Shah has his own favourite "say" in "Kimti Ansu". It will be released at the West End after a short time.

Now Chandulal Shah is busy in the set of "Soldier's Sweetheart" Gohar appears in a smart role, and E. Billimoria is the partner.

## *Poor prop-man.*

"RAJ RAMNI is moving fast in the studio. Jayant Desai is doing it.

Madhuri is putting on a gorgeous costume. Billy is out for a new venture, a Rajput venture and you know, sword and Rajput go together—so he fights in the scene—and the result is the breakage of studio properties—nasty time for a prop man.

## *New Star.*

And "Black Bandit" is in the black room (meaning dark room for "developing—") now Raja Sandow is doing a two-fold job. He is trying to remember his continuity (for outdoor scenes) and he is constructing his "shots" through his scissors, and now he is given some "pages" for rehearsel. That reminds us. He is the Hero in Miss Hate's new picture to be directed by Mr. Madhok. Yes sir, the story is ready for Camera and mike.

## *Cheerio Ranjit.*

Padmadevi fills "Black Bandit" with sweet songs. Ranjit is making huge preparations for the "Grandeur" in "Soldier's Sweetheart." Big sets, smart costumes, military parades and all that will be the order of the day in that Film.

And a voice is heard. The Gate-keeper of Ranjit Studio informs us that "Toofan" has returned to the studio. What more you want ?

Cheerio, New Toofan Mail. Cheerio Jayant Desai.

"NOOR-E-VATAN" is now in its Eight week and still it is a drawing card—It is maintaing its audience alright.

**A Scene from "BLACK BANDIT".**

# Enough for ONE Afternoon.

At last we reached Ranjit Studio at Dadar, the glamour home of India. The feeling of lonesomeness was banished when we saw the Life of a Ranjit Lancer, jumping his horse, the trade-mark of Ranjit that is very kind to Box-

Office, as well as to crowds. We discovered that in stumbling over a row of Cars. We had come to the porch of the Studio.

There was Chandulal Shah hurrying through the Studio gate, Miss Gohar going to the set, and there passed before us E. Billimoria and two Kids—These were people we had read about and seen many times in Newspapers and on the Screen.

We were taking a round—there were rooms that intrigued our interest. Here were the dressing rooms of the Stars. Our escort called off the names of their famous tenants. The first was Miss Gohar's. She was in the set busy with "KIMTI ANSU"—another dressing room appeared.

" Is Madhuri in ?"—

" No, She is taking lessons in Music." Signs of Life were present around the rooms of different Stars.

When we entered into the smart settings, Ram Apte and Bhanumati were crying—and Gohar was managing both the kids—and we experienced the slings and arrows of sorrow—Chandulal Shah had picked up such a realistic scene that we were enthralled. We started living with those characters—and when Dixit, Ghory and Charlie appeared, the song of sorrow turned into a melody of merriment.

"Kimti Ansu" is Chandulal's pet subject. He is terribly at home with such socials. Social problem is his longest

suit—and it was an aesthetic experience to watch Gohar building the region of emotions.

They were just ready to go over the scene again when we tiptoed out. We had seen enough for one afternoon. It was a mighty experience.

# નવો કલાપિ

લેખક-" જી "

## ફીલમની શોધમાં-

—:~:—

થારી ગુલામી શું કરૂં તારી ફીલમ-
ચશ્મે લગાઉં કે નહિં તુને ફીલમ-
તું આવતાં ચશ્મ જીગર મારૂં ઠરે-
જાતાં તું પરદા બ્હાર રોવું હું ફીલમ-

કચકડાના દેહમાં તારી કથા
દીવાલની અંદર વસે એ દુનીયા

તારી સવારી ટીનની જ્યાં જ્યાં ફરે
તેનો બની આશક રહું છું ઓ ફીલમ-
તારી રૂપેરી રાણીઓ કયાં છે ફિલ્મ ?
તારી રૂપેરી રાગણી કયાં છે ફીલમ ?

જોવા તને આવું છતાં દેખાય ના તું
ટીકીટ બારીએ પૂછું કયાં છે ફીલમ ?
પેદા થયો છું ઢુંઢવા તૂને ફીલમ-
તાકાતના દીદારમાં રહેતી ફીલમ-

વીસમી સદીએ આપી અમને એક સનમ
એનું નામ બીજું કાંઇ નહિ પણ છે ફીલમ-

—— ——

# ઝડપી દ્રષ્ટી

## રણજીત–

### રણઝણે છે–

| | |
|---|---|
| અહમદ નગર......... | દેશદાસી... |
| અમદાવાદ......... | કોલેજ કન્યા... [૫ મું વીક] |
| વડોદરા......... | સીતમગર.... |
| મુંબઈ......... | નૂરે વતન.... [૮ મું વીક) |
| મુંબઈ......... | સીતમગર (એલફીન્સ્ટન સીનેમા) |
| ભાવનગર......... | રાતકી રાણી.... |
| બીજાપુર......... | કોલેજ કન્યા... |
| ધારવાડ......... | કોલેજ કન્યાં... |
| જામનગર......... | રાતકી રાણી... |
| જુનાગઢ......... | તૂફાન મેઈલ.... |
| સોલાપુર......... | દેશદાસી... |

प्रजानी नाड पारखनार

# ચંદુલાલ શાહ

લેખકઃ—એમ. જે

કોઇ સાંજના તમે એક એના દરીયા કિનારે જાવ ત્યાં એક સ્માર્ટ મોટર ઉભી છે. મોટરના આગલા ભાગમાં એક ગોળ ચગદું ચોડયું છે. એમાં એક પાતળીઓ અસવાર ભાલું લઇને કુદેલો દેખાય છે. પણ ત્યાંથી તમારી નજરને અંદર સુધી લઇ જજો. સફેદ કોટ, ખુલ્લાં બટન, સ્વચ્છ અને સાદાં કપડાંમાં એક વ્યકિત બેઠી છે. કયો વિચાર એમના મગજને રોકી રહ્યો છે? એ કેમ સાવ શાન્ત બેઠા છે? બાજુના દરીયાનો ઘેરો અવાજ સાંભળી રહ્યા છે? દિવસને ભાંગી જતો સુરજ આવતી કાલનું વચન આપી ન્હાસી જાય છે. એ હવામાં એ મશગુલ બન્યા છે? કોણ જાણે? થોડી ક્ષણો એ મોટર ત્યાં ઉભી રહે છે અને પછી એ મોટર વેસ્ટ એન્ડ સીનેમા પર ઉભી રહે છે-ત્યાં અવાજ સંભળાય છે, “ચંદુભાઇ આવ્યા” ચંદુભાઇ આવ્યા એટલુંજ જાહેર કરવું એ પુરતું નથી-સાથે કટાક્ષ આવ્યો, વાતોની ઝાલક આવી, નવા નોખા વિષયની ચર્ચા આવી-એટલું જાહેર કરવું આવશ્યક છે. સ્ટુડીઓમાંથી બહાર નીકળ્યા પછી ચંદુભાઇ એવા મોટા અવાજે વાતો ચગાવે છે કે સાંભળવાની મોજ આવે પણ તમે ત્યાં હાજર હો તો, ધ્યાન રાખજો હો, એમનું નીશાન પણ બની જાવ. જો કે એ નીશાન બનવામાંએ લ્હેર છે. કારણ કે ચંદુલાલનો કટાક્ષ એ એમની સૌથી મોહક

મૂડી છે. એ શબ્દો સાંભળતાં તો તમને ખડખડાટ હસવું આવે પણ એ હસવું જેમ જેમ શમતું જાય એમ એમ એ શબ્દો પાછળનો મર્મ સમજાતો જાય "કમાલ કરી" એ વાકય નીકળી જાય. તમે મને પુછતા હો તો હું જરૂર એમજ કહું કે ચંદુભાઇનું ડીરેકશન નીહાળવા જરૂર જાવ પણ એમની વાતો સાંભળવાની તમને મળે તો એ પણ ઓછું ઇનામ નથી.

\+ \+ ×

"ગુજરાતમાં કલમો કયાં છે? જગત સાહિત્યમાં સ્થાન પામે તેવાં ગ્રંથ કયાં છે?"

સભાની ભરચક મેદનીમાં આ શબ્દો ચંદુભાઇ પછાડે છે. એમને સાહિત્યનો છાંયડો બહુ પ્રિય છે. પણ પોચા સાહિત્યને એ પાસે આવવા દેતા નથી એમની ફીલ્મની વાર્તાઓ તેઓ પોતે રચે છે અને એ પણ નવીજ રીતે. મને એ દિવસ બરોબર યાદ છે. એ શૈલબાલાનો એક સીન વાંચી રહ્યા હતા. એમાં એક ફુલ ગુલાબી ઉપમા ચળકી હતી. એનો ઇતિહાસ એમણે જ કહેલો મને યાદ છે.

"કાલે રાતના હું અગાશીમાં ગયો ત્યારે ચાંદો પણ મારી ઉપર જ આવી લાગ્યો હતો. એની સામું જોઇ હું પડીજ રહ્યો. અને એકાએક મને એક ઉપમા સુજી આવી–"ચંદ્ર! કીરણોની સીડી કરી હું તારી પાસે આવીશ" શૈલબાલાના નાયકનું નામ ચંદ્ર હતું. તરતજ એમણે ત્યાંજ સીન ગુંથ્યો. અને શૈલબાલા અને નાયક ચંદ્ર આકાશના ચંદ્રમાને એક સાથે જુએ છતાં બંને વચ્ચે જબ્બર અંતર છે એ રૂપેરી રચના એમણે ચાંદનીમાં બેસીને કરી નાખી.

\+ \+ ×

વરલી પર આખું હિંદુસ્થાન આવી લાગ્યું હતું. લાવણીની દુનીઆ રણઝણી રહી હતી. રોજ સભાઓ મળતી. પ્રદર્શનોના અવાજે ભળતા–બસની હારની હાર લોકોની ગીરદી ત્યાં ઠાલવી જતી. મહાસભાના પેંડોલમાં ભારતની તમામ જાણીતી વ્યકિત હાજર હતી. વચ્ચેના મોટા પ્લેટફોર્મપરથી શબ્દોની ઝડીઓ વરસતી હતી. માઇક્રોફોનનાં મુખ લોકોને મોટે અવાજ આપી રહ્યું હતું—રાષ્ટ્રીય જુસ્સાના આ મેળા વખતે મહા· સભાના પ્રમુખ રાજેન્દ્રપ્રસાદના મ્હોંમાંથી એક નામ વારે ઘડીએ બ્હાર આવતું હતું. "ચંદુલાલ, આંહી પ્રકાશ"...... ..અને ત્યારે સહુ કોઇ જાણી ગયા કે એ તો રણજીતના ચંદુભાઇ–મહાસભાની ફીલ્મ લઇ રહ્યા હતા, માત્ર ફીલ્મજ લેવાથી એમને સંતોષ થયો નહોતો, ત્યાં રહી પ્રકાશની વ્યવસ્થા વગેરેના કામકાજમાં પણ તે મશગુલ બન્યા હતા. રણજીત રટુડીઓમાં પત્રકારો, સીનેમા ઉદ્યોગના મહારથીઓ, અને મિત્રોનું જબ્બર

"ચાલાક ચોર"નું એક દૃશ્ય.

ટોળું ભોજન પર બેઠું હતું, ઉત્તર હિંદના મિજબાનોના માનમાં આ બેઠક ગોઠવવામાં આવી હતી. તે વખતે ભાષણો થયાં અને સ્ટુડીઓના વાતાવરણ વિષે વાત થતાં ચંદુભાઈએ સાફ સાફ જણાવ્યું હતું કે રણજીત સ્ટુડીઓમાં સ્વચ્છ હવાનેજ અવકાશ મળે છે. એમણે છાતી ઠોકીને આમ જાહેર કર્યું હતું: રણજીત સ્ટુડીઓ આ બાબતમાં ચોકકસ નિયમો સાચવે છે. એ હકીકત એમણે કહી બતાવી હતી અને ત્યારે તેમનું વકતૃત્વ જરૂર કાનપર લેવા જેવું હતું. આગના કટકા જેવા એ શબ્દો હતા. આખી સભાએ એ શબ્દોને બહુ સરસ રીતે ઉંચકયા હતા અને કલમબાજોએ સ્ટુડીઓ બહાર આવી વાત કરી હતી:-

"અરે, એ આવા બોલનારા હશે એની તો ખબર જ નહિ?"

× + ×

પહેલેથી ચંદુભાઈને સામાજીક વિષયપર વાર્તાનો કીલ્લો બાંધવો બહુ ગમે છે. એ ડીરેકટર છે એના કરતાં એ સાહિત્યકાર છે. એમની પાસે ચોકકસ દ્રષ્ટિ છે એટલેજ એમની એકયે એક સ્ટોરીમાં એ દ્રષ્ટી ચળકી જ જવાની. આને લઇનેજ એમની વસ્તુનું પગથાર અમુક પ્રદેશપર પહોંચી જાય છે. હળવી હવા એમને ગમે છે પણ વસ્તુમાં-પ્રાણવાન તત્વ એમને એથીએ વિશેષ ગમે છે. ખાસ કરીને હિંદના ઘર ઘરમાં રચાતી રોજની કથા કહેવા માટે એ સેલ્યુલોઇડનો આશ્રય લે છે. કોઇ અંગ્રેજી ફીલ્મની અસર એમને લેવા જેવી લાગે તો એનું રૂપ બદલી એને હિંદી આત્મા આપવાનું એમને આવડે છે. પણ એ બીજમાંથી એ મૌલીક ફુલોની છાપ ભરી આપે છે. ચંદુભાઇની વાર્તાઓ સ્ત્રીઓને કેટલીક વાર વધુ અપીલ કરે છે કારણ કે સ્ત્રીઓની આંખની છુપી ભષાને તેઓ કંઇ આપે છે. પુરૂષ પર કટાક્ષ ફેંકતી એમની સેલ્યુલોઇડની પટી ઘણીએવાર સળગતી લાગે છે કારણકે એમાં સળગતા પ્રશ્નો પુરવામાં આવ્યા છે.

"કીમતી આંસુ"નું એક દ્રશ્ય

સીનેમા ઉદ્યોગની પાટી પર એમણે સાવ નવા અક્ષરો પાડ્યા છે. એમની આસપાસ સાવ સાદું વાતાવરણ છવાએલું રહેછે. નિયમિતતા અને સીનેમા જગતને સામ સામાં વેર છે એ વસ્તુસ્થીતિને હટાવી એમણે સ્ટુડીઓના કામકાજમાં નિયમીતતા રોપી છે. રણજીત સ્ટુડીઓમાં રોજ સવારે કામ શરૂ થાય છે અને રાતના બધાંજ કામથી પરવારી છુટા થઇ જાય છે. બીજા સ્ટુડીઓની માફક રણજીત ઉજાગરામાં માનતી નથી.

× + +

તમે કોઇ દીવસ સ્ટુડીઓમાં જાવ અને તે વખતે ઘડીઆળમાં બપોરનો એક દેખાઇ જાય તો તમે માનીજ લેજો કે ચંદુભાઇ એમના રસાલાની સાથ સાથે જમતા હશે. તે વખતે ટેકનીશ્યનો, ડીરેક્ટરો સામસામા તડાકાઓ મારે. શુટીંગ વખતે કોઇ રમુજ જડી ગઇ હોય તો એને ખુલ્લી મુકવાની ક્રિયા આંહી કરવામાં આવે અને પછી તો વાતો ચાલે, હોકારાઓ સંભળાય, મશ્કરીઓના ઝુંડ ખોલે, આખા સ્ટાફમાં ચંદુ-

"કીંમતી આંસુ"નું એક દ્રષ્ય.

ભાઈનો અવાજ પણ શામેલ થઈ જાય-એક માલિક તરીકેનો નહિ, સંગાથી તરીકેનો—

જ્યારે "દેશદાસી" ઉપર એમની પસંદગી ઉતરી ત્યારે કોઈએ એમને કહેલું. "તમને આ રાજકિય પ્રશ્નોમાં રસ છે ?"—તે વખતે એ કાંઈ બોલ્યા નહિ—એમને સમયના પુર ઝીલવાનો જરૂર શોખ છે એટલેજ એમની કલમમાંથી "દેશદાસી" જાગી. ખેડુતોની પાયમાલી, કાર્નીવલનો સડો ગામડાંઓનો ઉધ્ધાર એવા પ્રશ્નો લઈને દેશદાસીએ એ બધાને રૂપેરી પરદા પર ચીતરી આપ્યાં અને એ જોતાં આગેવાનોને પણ એમ થઈ ગયું કે હીંદી ફીલ્મ ઉદ્યોગને હૈયે દેશ વસી રહ્યો છે, સેન્સરના સપાટામાંથી બચીને આ વસ્તુની રચના કરી એમાં કેટલી કુશળતા છે એનો તમને જરૂર ખ્યાલ આવી શકશે.

ચંદુભાઈને પ્રવૃત્તિ વચ્ચેજ ઉભા રહેવું ગમે છે. એક પણ દીવસ કામ વિનાનો જાય એ એમને ગમે નહિ.

"કીંમતી આંસુ"નું એક દશ્ય.

અને નાનાં છોકરાં? એમને બહુ પ્યારાં? એ બધાં સાથે એ બાલક બની જાય—એમની સાથે હાંસીમશ્કરીમાં ઝુકી જાય. રણજીતના એ માલિકને જરૂર બાલકોની વચ્ચે જોવા જોઇએ. એ તો એક એવું દ્રશ્ય છે જેને મારૂં ચાલે તો હું રીટેઇક કર્યાજ કરૂં. સ્ટુડીઓમાં ભાનુમતિ તો ચંદુકાકા વિના એક ડગલું પણ આગળ ભરે નહિ. અને એ બાલિકા પાસેથી કામ લેવા પાછળ "ચંદુકાકા"ને કલાકો ગાળવા પડે તોયે એમના મ્હોં પર હાસ્યજ રહે.

આ બધા ઉત્સાહ અને ઉલ્લાસના વાતાવરણ વચ્ચે ચંદુભાઇ કોઇકવાર એકદમ ગંભીર બની જાય છે. ડાળે બેસતાં પંખીઓનો કીલકિલ્લાટ એકાએક બંધ પડી જાય તેમ વિષાદના ઝુલા પર તે બેસી જાય છે. એમની આંખમાં ગ્લાની ઘેરાય છે. તે ક્ષણના ચંદુભાઇને જોવા હું દસ માઇલ ચાલું. એજ એમની Higher self નો પરિચય આપે છે. જેઓ વિષાદમાં સમજતા નથી એને કલા સાથે કદી બનતું નથી. આ વિષાદના રંગો કોઇ ગંભીર રાગ જેવા હોય છે. લાગણીને દર્દનું સ્નાન કરાવતી આ ક્ષણ જીવવા જેવી હોય છે. પણ આ બધું "દુઃખ" નથી. આત્માનો એ થાક છે અને જેઓને આત્મા હોય છે, તેઓનેજ એ થાક લાગે છે. પણ આ તો આપણે બહુ ગંભીર વિષય ઉપર ઉતરી ગયા. ચાલો, કાંઇ નહિ.

એમનો ક્યાં જન્મ થયો છે, એમની કેટલી ઉમ્મર છે, વગેરે હકીકત તમો જાણો છો અને નહીં જાણતા હો તો એ વિષે કોઇક લખશે—

મે તમને ઓળખાવ્યા તે માત્ર હિંદની એક મહાન ફીલ્મ કંપનીના માલિકજ નહિ પણ ચંદુભાઇ—

——— :o: ———

# કીંમતી આંસુનું કુટુંબ

"કીંમતી આંસુ"ની પ્રગટ થએલી ટુંકી વાર્તા એક કુટુંબમાં વંચાય છે. ટોળે મળી બધાં બેઠાં છે. રણજીત બુલેટીનના પાના પર આખા ઘરની આંખ ઢળી છે. એક પછી એક પાનાં સરતાં જાય છે. છોકરાંઓ પણ એ બધી છબીઓને ઓળખે છે. ઘરની નાની બુચીએ પણ કહી દે છે "આ તો ગોહર......" અને આ ભાનુમતિ......".પછી તો "કીંમતી-આંસુ" પર ચર્ચા ઉતરી—વહુજી બોલી ઉઠ્યાં—

"અરે એવી તો કોણ સ્ત્રી હશે જે ગોહરને સતાવે?–"

"એમાં કુમારી ગોહરને ક્યાં સતાવવાનો સવાલ જ છે. એ જે ભૂમિકા ભજવે છે એને શોભાવવું પડે છે ને"—

"પણ હું જો એમાંની નણંદ હોઉં અથવા સાસુ હોઉં અને મને બેમાંથી એક ભૂમિકા ભજવવાનું કહેવામાં આવે તો હું જરૂર નાજ પાડી દઉં. મારો જીવ ન ચાલે-ગોહર જેવી સ્ત્રીને ઉંચે સાદે પણ કેમ બોલાવાય. અને એનાં આંસુ તો હું જોઇજ શકતી નથી."

એને જવાબ મળ્યો. બ્હેન, એ આંસુ એ તો આપણા જીવનનો ટપ્પો છે. એ ટપ્પા પર અટક્યા વિના આપણે મજલ કાપી શકીએ છીએ ખરાં?...એવાં આંસુ ગોહરની પાંપણોમાં વસે છે. એવી વાત એ કહે છે આટલેજ તને ગોહર માટે. એટલું બધું લાગી આવે છે—અને હજુ તને દુનીયાની ખાસ ખબર નથી. તારા હૃદય પર હજુ ઉઝરડો પડ્યો નથી. એ સિવાય તને આંસુની કીંમત નહીં સમજાય?"

"આંસુની કીંમત? એને વળી કોણ કીંમત આપે?"—

"અરે મોતીની કીંમત અમુક આંકડાથી થઇ શકે છે પણ આત્માનાં આ મોતી માગ્યે મળતાં નથી. બધાં આંસુ એવાં હોતાં નથી. નીખાલસ હૃદયની ઝાલકથી જન્મ પામતું આંસુ એ એવી ચીજ છે કે એ જોવા મળે તોયે આપણા સારાં નસીબ—"

"ત્યારે ગોહર તો આ ફીલ્મમાં ખૂબ ખીલશે"–

"હાસ્તો- એમ સાંભળ્યું છે કે આ બધા સીનો લેતાં ગોહરે પણ સાચ્ચાજ મોતી બેરવ્યાં હતાં"–

"એ જોવાનું મળ્યું હોય તો"–

"તો તારી આંખ પણ ભીની થઇ જાત- તારૂં દીલ જાગી ઉઠત"–

આ વાત ચાલતી હતી ત્યાં આંસુની અવગણના કરનારની આંખમાં ટશ્યા ભરાયા. અને બે બિન્દુઓ ખરી પડ્યાં. એને શું સાંભળ્યું હતું?......

એ આંસુને આંગળી પર ઝીલી એકે જાહેર કર્યું—

"આનું નામ કીંમતી આંસુ—"

"આ વાત આપણે કોઇ પણ રીતે કુમારી ગોહરને પહોંચાડવી જોઇએ—"

આમ ઘરની અંદર આંસુની સરમુખત્યારી ચાલે છે. અને ગોહરનું "કીંમતી આંસુ" પરદા પર આવશે ત્યારે અનેકના અનુભવને પાંખ મળશે. પોતાનીજ આ કૃત્તિ આ સેલ્યુલોઇડની આરસીમમાં દેખાઇ જશે—

ચંદુલાલ શાહનો સામાજીક વસ્તુ પર હાથ પડે છે ત્યારે એમના હાથમાં એવી ચીજો આવી જાય છે કે સહુને એ જોવા ખેંચી લાવે છે—

# શાહબાશ ! ચાલાક ચોર

"ચાલાક ચોર"માં ઇશ્વરલાલ

ચાલાક ચોર એક ખંડીયેરમાં દાખલ થયો. રાતનો કાળો ઓળો અદંર ગયે.–કોને નજર પર એ ચડે? જેવો પહાડનો રંગ, જેવો રાતનો રંગ, પછી એવોજ એનો પહેરવેશનો રંગ, એને શોધવો કઇ રીતે? ક્ષણુમાં એ ગયબ થઇ જાય. અને બીજીજ ક્ષણે એ હાજર થાય. એના સપાટા શરૂ થાય ત્યારે મામા સાહેબનું સૈન્ય હેબતાઇ જાય. રાજ્ય શેતરંજ પર હાથ મુકનાર પેલો મામા સાહેબનો માનીતો હજામ તો પૉલજ થઇ જાય.

ઇતિહાસના પાનાં પણ કહી આપે છે કે હજામ એ રાજા મહારાજાઓની હજામત કરે છે પણ સાથે રાજકારણના સાણુ પર પણ એ પીંછી મારી દે છે. અને અસ્ત્રો ચલાવતાં ચલાવતાં એ નાવી રાજ્ય ખટપટના રંગો ઉછાળે છે. આંહીની વાત ત્યાં કહેવી અને ત્યાંની વાત આંહી કહેવી એ એની ખાસીયતથી કેટલાંયે રાજ્યો ભડકી ગયાં છે. પેલા લટપટીઆ પર અસ્ત્રો ચાલવા લાગે એનો તાલ મેળવી એની જીભ પણ ચાલી નીકળે છે. મામા સાહેબનો આ માવજી પણ કમ માયા નહોતો—પણ જ્યારે ચાલાક ચોરની નજર એની પ્રવૃત્તિ પર પડી ત્યારે એના બાર વાગી ગયા.

મહેલમાં એક પડછાયો દેખાયો. કદાવર શરીરનો એ પડછાયો. કોઇ ચોકકસ કારણ સર એ આકૃતિ આંહી ઘુમતી હતી. એના કાન પર સ્હેજ અવાજ પડયો. હરણની માફક એણે છલંગ મારી–વિજળીના વેગે એ બૂમ આવી હતી ત્યાં પહોંચી ગયો એ તો રાજકુમારીનીજ રાડ—મામા સાહેબે કાળને નોતર્યો હતો. રાજકુમારી પર એની આંખો ઢળી હતી. એકજ ઝટકે એ બધું હાથ કરવા માગતો હતો ત્યારે એને ખ્યાલ નહોતો કે ચાલાક ચોર એને રસ્તામાંજ ભીડવશે. ત્યારે એને ખ્યાલ નહોતો કે ચાલાક ચોર એની સામો ઉભો થશે. એણે માત્ર એકજ વાત પર નજર રાખી હતી. ખટ પટ અને સત્તા થોડી ક્ષણો માટે સત્તાના સિંહાસન પર બેસી એણે જગતને માપવાની મૂર્ખાઇ કરી હતી. ખુશામતખોરોના શબ્દોને સાચા માની એણે પોતાના જીવનને સલામત માન્યું હતું–ચાર દિવસની ચાંદની પર ખુશ થઇ એણે ન લેવાનો માર્ગ લીધો હતો અને જ્યારે વાતાવરણમાં ચાલાકચોરની બૂમ સંભળાણી–ખુશામતખોરોનાં ટોળાં વીખરાઇ ગયાં, હાથમાંથી રાજકુમારી છુટ્ટી ગઇ અને એ નવજુવાનની આંખ સામે એની આંખ મંડાણી ત્યારે એના પગ ધ્રુજવા લાગ્યા. એને ખાત્રી થઇ ગઇ કે એની દુનીઆનો પાયો ભરભર ભુકકાનોજ બનેલો હતો.

મામા સાહેબ પછડાયો. ચાલાક ચોર ફાવ્યો –દરેક રીતે–એની બાજુમાં જે એક "જણુ" ચળ-એ રાજકુંવરીજ હતી–રૂપના ભંડાર સમી.

# સ્ટુડીઓની દિવાલ અંદર

## અકસ્માત પેસે છે

અકસ્માત સ્ટુડીઓની દિવાલમાં ક્યારે પેસશે એ કહી શકાતું નથી. "કીંમતી આંસુ"ના શુટીંગે આ વાત કહી આપી છે. પહેલાં શુટીંગ મુલ્તવી રાખવું પડયું એનું ખાસ

"કીંમતી આંસુ"માં

**ગોહર અને ઇ. બીલીમોરીયા**

કારણ એ હતું કે કુમારી ગોહરનો કંઠ કાયમ હોય છે તેવો ખીલેલો નહોતો. અને "કીંમતી આંસુ"નું કીંમતી ગીત લેવાનું બાકી હતું. જે ગાયન. આખી વસ્તુના આત્મા જેવું છે. એ ગાયન બરોબરજ લેવા માટે શુટીંગની તારીખ આગળ મુકવામાં આવી—પછી ગોહરનો કંઠ સારો થઇ ગયો ત્યાં તો એક દુઃખદ બનાવ બન્યો. દીક્ષિતને શોટમાંજ સાપ કરડયો. દીક્ષિતને

હવે તો [illegible] સારૂં છે, એમની જીંદગી ભયમાં નથીજ, પણ "કીંમતી આંસુ"નો એ ભાગ તો રહી ગયોને? એટલે આ દ્રશ્ય પછી "કીંમતી આંસુ" સંપુર્ણ થશે અને ત્યાર પછી એ વેસ્ટ એન્ડના પરદા પર ચમકશે. ચંદુલાલ શાહ એમની મોહક શૈલીમાં સમાજની એક નવીજ વાત કહે છે. ધીરજ રાખો, તમારી ધીરજની પણ કીંમત થશે. આને લીધે શ્રી. ચંદુલાલ "સીપાહીની સજ-

ની"ને માટે મેદાન કરી રહ્યા છે. અને આ પીક્ચરનું કામકાજ ધમધોકાર ચાલી રહ્યું છે. મીલીટરી દમામ આંહી દાખલ કરવામાં આવશે તેમ સ્પેશીયલ પહેરવેશ અને ફાંકડાં સેટીંગ્સથી આ પ્રોડકશન ઝળહળી રહેશે. મીસ ગોહર હન્ટીંગ કોર્ટમાં હાજર થાય છે, ત્યારે બીલીમોરીયા પણ એમના પાર્ટમાં મશગુલ છે.

## નવા ચમકારા—

અને જયન્ત દેસાઇ "રાજરમણી" પુરૂં કરી રહ્યા છે, અને તુફાન મેઇલના પુનરાગમન

પોતાના પાર્ટનો અભ્યાસ કરી રહેલ છે. અને રીહર્સલોની ધમાલ ચાલુ છે.

× × ×

એમ કહેવાય છે કે કુમારી ભાનુમતિને "કીંમતી આંસુ" એટલું પસંદ પડ્યું છે કે સ્ટુડીઓમાં આવતાંની સાથે જ એ ચંદુ કાકાની પાછળ લાગી જાહેર કરે છે—

"રાજ રમણી"નું એક દૃશ્ય (રણજીત.)

ઉપરાંત એક નવી સામાજીક વસ્તુ પર મગજ દોડાવી રહ્યા છે.

× × ×

ત્યારે રાજા સેન્ડો એડીટીંગ રૂમમાંથી પરવારી બહાર આવ્યા છે. એમનો "ચાલાક ચોર" થોડા બહારના સીનો સિવાયનો બીલકુલ તૈયાર બેઠો છે. અને વેસ્ટ એન્ડનો ક્યારે 'કોલ' આવે છે. એના પર કાન માંડી રહ્યો છે. પદ્માવતી અને રાજા સેંડો સામસામી ભુમીકાઓ ભજવે છે.

× + +

અને હાં, મી. મધોક નવી સ્ટોરી તૈયાર થઇ ગઇ છે તેને માટેનાં સેટીંગ્સની વાતચીત કરી રહ્યા છે. મીસ રોઝ હાટે સ્ટોરીનાં હીરોઇન છે અને બીરાંદર સેન્ડોં હીરો છે. મીસ હાટે

કુ. ભાનુ

"ચંદુ કાકા, મને "કીંમતી આંસુ"ની ફીલ્મ બતાવોને! મને બહુ ગમે છે."

પોતાનું જ કામ જોવા માટે એ બહુ આતુર નથી પણ "ગોહર બેન"ના સીન એને બહુ ગમે છે.

× ×

"નુરેવતન" આજથી વેસ્ટ એન્ડ ટોકીઝમાં આઠમાં અઠવાડીઆમાં પ્રવેશ પામે છે. ઓડીયન્સની તાળીઓ વચ્ચે એ ચાલી રહ્યું છે.

——

# ફીલ્મના ઝગમગાટ પાછળ

**રૂપેરી પરદા પર રૂપ મૂકવા માટે સીનેમા જગતને જે જોખમમાંથી પસાર થવું પડે છે એનો ખ્યાલ કોઇકનેજ હોય છે**

**"કીંમતી આંસુ"** નું એક દ્રશ્ય–
જે સર્પે દિક્ષિતને ડંશ દીધો એ આમાં નજરે પડે છે.

ચિત્રપટ સાથે જેઓ ચળકાટનેજ યાદ રાખવાની વૃત્તિ સેવે છે તેઓને ખબર નથી હોતી કે રૂપેરી પરદા પર રૂપ મુકવા માટે ઘણાઓને અનેક આફતોમાંથી પસાર થવું પડે છે. ઓડીયન્સ જે દ્રશ્ય પર ખડખડાટ હસે છે એ દ્રશ્યને જીવતું કરવા ખાતર નટનટીઓની જાન પણ જોખમમાં આવી જાય છે. જોનારાઓની તાળીઓ ઉછીની લેવા માટે ડીરેકટરને દિવસ રાત પગ પર ખડા રહેવું પડે છે. સીનેમાનું સૌંદર્ય કાંઇ અમસ્થું સેલ્યુલોઇડ પર આવી નથી જતું–જોખમમાં ધસી જઇને, ઠંડી કે તડકાની પરવા કર્યા વીના, અકસ્માતની બ્હીક રાખ્યા વિના, સીનેમા જગતને કદમ પાડવા પડે છે અને કોઇ એક ક્ષણે સ્ટુડીઓમાં અવાજ ઉઠે છે કે આ બાનુ બેશુધ્ધ બની ગયાં–આ ભાઇને ભુસ્કો મારવા જતાં વાગી ગયું છે–

દ્રસ્યમાં વાસ્તવીકતા લાવવા માટે પણ જોખમને કેટલીકવાર નોતરૂં આપવું પડે છે. આ હકીકતનો પડઘો "કીંમતી આંસુ"ના શુટીંગમાંથી સંભળાયો છે.

"કીંમતી આંસુ"માં એવી વાર્તાની રચના છે કે છંછેડાએલો પતિ છંછેડાએલા સર્પનો આશ્રરો લઇ પત્નિ પર વેર વાળવા તૈયાર થાય છે. એનો મિત્ર એક મદારી સર્પ ઉછીનો આપે છે. કાવત્રુ રચાય છે. કીન્નાનો અગ્ની ભડભડ બળે છે. દીક્ષીત સાપના ડંખ પ્રાતૂન પર અજમાવે છે, વગેરે વગેરે.

આ દ્રશ્ય લેવાતું હતું ત્યારે દીક્ષીતના હાથમાં જબ્બર સાપ હતો. એ પોતાનું કામ કરતો હતો. ત્યાં સર્પ છંછેડાયો. તરતજ એણે દિક્ષીતના હાથને ભરડો દીધો અને, ત્યાંજ ડંખ માર્યો—શોટ ખત્મ થયો ત્યાં સુધી દિક્ષીતે આ ભેદ જાળવી રાખ્યો. એક ક્ષણની અંદર આ બધું બની ગયું. પછી તો તુરતજ શુટીંગ બંધ થયું. સહુને ફાળ પડી— શ્રી. ચંદુલાલ શાહ એકદમ દિક્ષીતને ડોકટર પાસે લઇ ગયા અને ડોકટરે જાહેર કર્યું કે દીક્ષીત જોખમમાંથી પસાર થઇ ગયા છે. કારણ કે સાપમાં ઝેર ન હતું—આટલી જાણ થતાંજ બધાંને કાંઇક રાહત થઇ.

આમ "કીંમતી આંસુ"ના દ્રશ્ય વખતે બન્યું.

**"કીંમતી આંસુમાં"** કુ. ભાનુમતી, ગોહર, રામઆપ્ટે અને ઇ. બીલીમોરીયા.

---

ફીલ્મ જેટલી જોવી સહેલી લાગે છે એટલીજ અઘરી એની રચના છે.

સ્ટુડીઓની દિવાલ અંદર કામ કરતાં માણસોના આરામ અને સહીસલામતી પર તરાપ મારતું સેલ્યુલોઇડ સ્ટુડીઓની બહાર આવે છે ત્યારે ઉજળું લાગે છે. એમ ચમકારા પાછળ કંઇક અકસ્માતના બનાવો ઢંકાઇ જાય છે. પણ સીનેમા શોખીનોને એની ખાસ ખબર પડતી નથી. તેઓને તો યાદ રહે છે હસતી સુરત, રૂપરાણી અને રૂપના અંબાર—

# ભઇ, વાહ!

## ( ભેદભરમનો એક વાર્તા )

"ખૂન તો થવું જ જોઇએ"–નિશ્ચયાત્મક ભાવથી જયન્ત દેસાઇ બોલ્યા.

"ગમે તે થઇ જાય એને મારી નાખ્યા વિના ચાલે તેમ નથી."

વચ્ચે ચતુર્ભુજ બોલ્યા.

"પણ આપણે થોડા સમય પછી એને ઉડાવી દઇએ તો–"

"એ નહીં ચાલે–મારે તો ખૂન જોશે–આંહીજ–"

"ખંજરનોજ ઉપયોગ કરશું ને ?"

"એ ગમે તે–"

આ વાર્તાલાપ મારા કાને પડયો કે હું તો ગભરાઇજ ગયો. મારી પાસે પેલા ચોરસ બે આના નહોતા નહીંતર જરૂર પોલીસને ખબર આપત. અરેરે! આવા અચ્છા આદમીઓ શા માટે આ યોજના ઘડતા હતા ?......મેં તેઓને આ કૃત્યમાંથી બચાવવા વિચાર કરી નાખ્યો ત્યાં કાન પર અવાજ અફળાયો–ચતુર્ભુજનોજ અવાજ.

"ચાલો તો મારી નાખીએ–"

જયન્ત અધીરા થઇ ગયા–

"પણ આજેજ–અને એ પણ બપોર પહેલાં–મારા ટેબલ પર બધું આવી જાય–પછીજ હું શુટીંગ શરૂ કરીશ–"

ભઇ વાહ, આ મામલો શો હતો ? ખૂનનો આટલો બધો શોખ આ સજ્જનોને ક્યાંથી લાગ્યો ?

જયન્ત દેસાઇના વડીલને આ ખબર પહોંચાડવાનો મેં નિશ્ચય કર્યો–

ફરી વાતો શરૂ થઇ–હું લપાઇને બધું સાંભળતો હતો–

ચતુર્ભુજ બોલ્યા–

"તમારી ઇચ્છા પ્રમાણે હું એને મારી નાખું છું પણ આપણે એ સાથેજ કરી નાખીએ પછી નાહક તમારે હેરાન ન થવું પડે."

ધીરા અવાજે જયન્તે કહ્યું.

"મને તમારામાં શ્રદ્ધા છે." ભઇ વાહ, આવી ઉમદા શ્રદ્ધા રાખવી એ પણ એક ઇશ્વરી બક્ષીસ નહી તો બીજું શું ?–

જયન્ત હવે કોઇ બીજા સાથે વાતચીત કરતા હતા–

"તમારે મરવાનું છે. પણ તમારે એ પહેલાં અચ્છું કામ કરવાનું છે." ભેદ જામતોજ ગયો. હું ગોથાં ખાવા લાગ્યો.

અને હર્ષના પોકારો ઉઠયા–ચતુર્ભુજ બોલી ઉઠયા.

"લ્યો આ તમારો સીન."

"ખૂન સુધી લખી નાખ્યું?"

"એક સપાટેજ બધું આવી ગયું. મુડમાં આવી ગયો આજે તો–"

મારી આંખો એકદમ ઉઘડી ગઇ. ભેદ ખુલ્લો થઇ ગયો. હું સમજી ગયો "રાજરમણી" ના સીન લખવા વિષેની આ તો વાતચીત હતી. રાજકુમારીના પિતાનું ખૂન થાય છે એ પ્રસંગનો રંગ લાવવા માટે આ તો લેખક અને ડાયરેકટર ચર્ચા ચલાવી રહ્યા હતા. ભઇ વાહ, સીનેમા જગત પણ કોઇ અજબ દુનીયા છે.

હવે પછીથી તો કોઇ સાચ્ચાં ખૂનની વાત કરશે તોયે મારે નક્કી કરી લેવું પડશે કે કોઇ સીનેમા સ્ટોરી તો ચર્ચી રહ્યું નથી ને ?

રાજકુમારીનાં પિતાને દગાથી મારવામાં આવે છે અને રાજકુમારી વેર કેમ વાળે છે એ વાતો પણ મેં સાંભળી અને મધુરીનો મધુર કંઠ પણ હવે તો કાન પર અફળાયો. આ તો બીલ્લીનોજ અવાજ બન્ને "રાજરમણી"ના ડાયલોગ્સ બોલી રહ્યાં હતાં:—

**ભઈ વાહ !**

# દુનીઆ બોલે છે—

## ધરતીકંપ વખતે ઘંટડી

અલ્હાબાદમાં મી. ફ્રેડરીક રૂથે સીગારેટની પેટી તથા બીજી કેટલીક ચીજોની મદદથી એક સીધું, સાદું, યંત્ર બનાવ્યું છે. આ યંત્ર તે ધરતીકંપસુચક ઘંટ જેવું છે. ૧૯૩૪ ના જાન્યુઆરીની ૧૫ મી તારીખે ઉત્તર હીંદમાં પ્રબળકારી ધરતીકંપ થયો હતો ત્યાર પછી મી૦ ફ્રેડરીકનું ધ્યાન આ ઘંટ તૈયાર કરવા તરફ ગયું. એ દીવસોના ધરતીકંપના આંચકા સહેજમાં વારંવાર લાગતા હતા. એક દીવસ રાતના તે એક જગ્યાએ બેઠો હતો, ત્યાં તેને ધરતીકંપનો આંચકો લાગ્યો હતો. વીજળીની બત્તીઓને તેણે ઝુલતી જોઇ હતી આજ સમયે તેના મગજમાં આ યંત્ર બનાવવાનો વીચાર સ્ફુર્યો, અને થોડા વખતમાં ધરતીકંપ થવાનો છે એવી મતલબનો ઘંટ તૈયાર કરવાનો વીચાર રચ્યો. બીજેજ દીવસે તેણે સીગારેટની ડબ્બી, એક સીલીન્ડર તથા ત્રાંબાનો તાર વગેરે સામાન્ય વસ્તુઓ લઇને એક યંત્ર તૈયાર કર્યું. આ યંત્રમાં ઘંટડી પણ જોડવામાં આવી છે; ધરતીકંપનો આંચકો આવતાંજ આ ઘંટડી વાગવા માંડે છે; જેથી લોકોને ખબર પડી જાય છે કે ધરતીકંપ શરૂ થઇ ગયો છે.

## રંગીન વરસાદ

એસીયા બાજુ પર આવેલા આલ્પ્સ પર્વતના એક શીખર પર આ વર્ષે બીજીવાર રંગીન બરફ પડયો હતો. સેંટ બર્નાર્ડ આગળ એ પ્રકારનો બરફ પડયો હતો. લગભગ ૧-૨ ઇંચ જાડું તેનું થર હતું.

## લોઢનો પોલીસ

મેરીલેબોન સરકસ આગળ છેલ્લી ઢબનો એક યાંત્રીક મનુષ્ય ગોઠવવામાં આવ્યો છે. આ યાંત્રીક મનુષ્ય પોલીસની ગરજ સારે છે. અને વાહનનો વહેવાર અંકુશમાં રાખે છે, એટલુંજ નહી પરંતુ રબ્બરની બનાવેલી પેટી પરથી પસાર થતાં વાહનોની ગણત્રી પણ રાખે છે અને વહેવારના પ્રમાણમાં લાલ લીલી બત્તિથી વખત પણ બદલે છે.

૨૪ કલાક એણે બરાબર કામ આપેલું ને તેથી તેના નીષ્ણુાતો ખુશ થઇ ગયા હતા. આથી વાહન ચલાવનારાઓ માટે સમય બચે છે. બીજો આવોજ એક યાંત્રીક પોલિસ બનાવવાની યોજના ચાલે છે. આ એની મદદથી રસ્તાઓના ૭૫ જંકશન પરના વાહનો પર અંકુશ મેળવાશે.

## મરેલાને જીવતું.

તાજેતરમાં શરીર વીજ્ઞાનના પ્રસીધ્ધ રશીયન વીદ્વાવાન કઉનેન૦ કઉફે મોસ્કોમાં ભરાયેલી આંતરરાષ્ટ્રીય શરીર વીજ્ઞાન કોન્ગ્રેસમાં આવેલા પ્રતીનીધીઓને પોતાની નવી શોધથી વાકેફ કરીને ચકીત કરી દીધા હતા. તેમનું કહેવું છે કે મૃત્યુ બે પ્રકારના છે-એક પુર્ણ મૃત્યુ ને બીજુ અપુર્ણ મૃત્યુ. માણસને આપણે મરેલો માનીએ છીએ ત્યારે તે સાચે સાચ પુરેપુરો મરણ પામેલો નથી હોતો. ૪૦-૪૫ મીનીટ વીતી ગયા પછીજ તે બરાબર રીતે મરણ પામી જાય છે. ૪૫ મીનીટે તે પૂર્ણ મૃત્યુ પામેલો હોય છે. દેખીતી રીતે મરણ પામ્યા પછીની ૪૫ મીનીટ વીતી જતાં પહેલાં જો તેના શરીરમાં વૈજ્ઞાનીક પ્રયોગ કરવામાં આવે તો તેને ફરીથી જીવતો કરી શકાય છે. પરંતુ એક વસ્તુ આમાં એવી બને છે કે આ રીતે જીવાડેલો માણસ વધારે વખત જીવી શકતો નથી. તેનુ જીવન લાંબો વખત ટકી શકતું નથી. મી૦ કઉફે પોતાના પ્રયોગના સમર્થનમાં ૧૦ મીનીટ પહેલાં મરણ પામેલા કુતરામાં પુનર્જીવન રેડીને જીવતું કર્યું હતું.

# સિપાહીની સજની પ્રત્યે

## કલ્પનાની ઇમારત

### માત્ર અનુમાન

લેખકઃ—તરંગી.

—∘—

"સીપાહીની સજની" રીવોલ્વર લે છે ખરૂં ને? એ ગોળી કોના પર છુટે છે? અમારી સામે તો એ નથી તંકાતી ને? એમ સંભળાય છે કે સજની મીલીટરી મગજ આ ફીલ્મમાં દાખવવાનાં છે, જ્યાં પુરૂષનાં પરાક્રમ પહોંચી ન શકે, જ્યાં આદમીનો અવાજ જઇ ન શકે, જ્યાં વીરનું શસ્ત્ર નબળું પડે ત્યાં એ ચમકે છે–એ વાત સાચી? કઇ જાતની વાર્તામાં કુચ કરો છો એની કલ્પના હું તો કરી રહ્યો છું. માત્ર નામ ઉપરથી, છબીઓ જોવાથી અનુમાન બાંધી રહ્યો છું. અનુમાન બાંધવું એ અમારૂં કામ છે અને એમાં મને ૨૫ ટકા પણ સફળતા મળે તો હું એનાથી સંતોષ માનીશ.

બીલીમોરીયા તમારી સાથે કામ કરે છે. હું માનું છું કે ફીલ્મ ની વસ્તુમાં તમો એનાથી છુટ્ટાં પડશો—અને બીલી જ્યારે પુરૂષને પગલે પગલે ચાલી સ્ત્રીત્વને સમજ્યા વિના એનાં ઓછાં મૂલ્ય આંકશે ત્યારે તમે બ્હાર પડશો–અને સમાજને, એ પુરુષને, દેશને એમ કહી દેશો કે હિંદુસ્થાનનું નામ ઉજળું રાખવામાં સ્ત્રીનો પણ અજબ ફાળો છે.

તમે વીરાંગના બનશો પણ એક ક્ષણે તમારૂં સ્ત્રી હૃદય જાગશે. તમારી આંખની ભાષા વધુ બોલવા લાગશે. તમારી ભાવનાના રંગો ફરકતા થશે. "સીપાહીની સજની"ને જરૂર યાદ આવશે-ઘરનું સુખ-પણ સુખ કયાં છે? પ્રભાતના ઉઘડતા પોપચામાં? દરીયાની સુનેરી લહેરમાં? પંખીઓના કંઠમાં? ઝળહળતાં ઝરણમાં? દુનીઆના કોઈ ખુણામાં? પ્રણયની પગદંડી પર?

સુખ જરૂર છે, પણ જ્યારથી એવો ખ્યાલ આવી ગયો કે આનું નામજ સુખ ત્યારથી સુખને ન્હાસી જવાનું મન થાય છે. મનુષ્ય સુખ કરતાં દુઃખની આસપાસ ભટકનાર જીવ છે. સુખની વ્યાખ્યા બાંધવી એ ચમકતી વીજળીને બાંધવા બરાબર છે. વીજળીને કોઈ બાંધી શકશે? આકાશમાંથી સંધ્યાના રંગો ટપકે છે એને કોઇ જામમાં ભરી શકશે? દરીયાના ઘુઘવાટને કોઇ કેદ કરી શકશે? સુખને પકડી રાખવા પ્રયાસ કરવો એ આના જેવુંજ છે. આ બધી વાત છો હું મારા અનુમાનના આધારેજ કરૂં છું અને સીપાહીની સજનીને ઉદ્દેશીને જ—

એ ભુમિકા માટેનાજ આ શબ્દો છે. એમાં કલ્પના પડી છે કારણ કે ચંદુલાલ શાહ પીક્ચર ડીરેક્ટ કરનાર હોય, ગોહર જેવી અભિનેત્રી એને ઇન્સાફ આપનાર હોય, પછી કલ્પનાને પાંખ ન મળે તો બીજું શું થાય?

———

# "રાજરમણી" જંગલમાં

"તરી જવું બહુ સ્હેલ છે
મુશ્કીલ ડુબવું જેમાં"

ઇશ્વરલાલને પાણીમાં ડુબતાં પહેલાં આ કાવ્ય સુઝે છે. જળસમાધિ તો નહીં થાયને એ વીચારમાં તેઓ સપડાયા છે પણ ફીલ્મના વીલન, કાંઇ અમસ્થા થવાય છે? મધુરી, અને ઇ. બીલીમોરીયા નીશ્ચિંત છે.

સ્યુજીતના ઇલમબાજો અને મુખ્ય કામ કરનારાઓ "રાજ રમણી"ની બહારના શુટીંગ વખતે આરામ લે છે.

# OUR LETTER BAG.

## શ્રીમતી મીસ ગોહર,

આપનું 'દેશ-દાસી' પીકચર મુંબઇના કોઇ રૂપેરી પડદા પર રજુ થએ ઘણો લાંબો સમય થઇ ગયો છે. કદાચ તે સંબંધે આપને અનેક અભિનંદનો પણ ચોતરફથી મળી ચુકયા હસે જ.

'દેશ-દાસી' ચિત્ર-પટ આજ ગયા અઠવાડીઆથી અત્રે ચાલુ થઇ ચુકયું છે. ગઇ રાત્રીએ આપની સૌંદર્યમય પ્રતિમા દેશ-દાસીના રૂપમાં જોવાની હમને અમુલ્ય તક મળી. આપના પ્રત્યે માનની લાગણીને વશ થઇ આપને પ્રથમ અપાઇ ગએલાં અનેક અભિનંદનોમાં એક વધારો કરવા હમે પ્રેરાઇએ છીએ.

આપ સૌંદર્યમાં, અભિનય કલામાં, તથ સંગીતમાં બહુજ ઉત્તમ રીતે એક આર્ય મહીલાની ભૂમિકા ભજવી રહ્યા છો અભિનયની સમ્રાજ્ઞી તરીકેનો આપના હક વિષે કદિ પણ બે મત હોઇ શકેજ નહિં.

તો આ ટુંક પત્રિકાદ્વારા હમે બેઉ આપને 'દેશ-દાસી' માં મેળવેલા વિજય માટે ખરાં અંતઃકરણપૂર્વક અભિનંદન મોકલીએ છીએ, આશા છે કે તે સ્વીકારી ઉપકૃત્ત કરશો.

લી૦,

વડોદરા,
તા૦ ૨-૧૧-૩૫.

સૌ. અરૂણીકા એન. મહેતા.
નંદકિશોર એમ. મહેતાના નમસ્તે!!

---

*Bombay, 16th November 1935.*

DEAR MISS. MADHURI,

There is one word in English Dictionary starting with the second letter of the alphabet. B is the letter and Bore is the word. I think you might be knowing us (fan-letter writers) as colossal bores yet we go on with our writing, and here is the result.

I want to be frank with you. I like you, with your bunch of acting whenever you appear on the screen you remind me of that song "keep your sunnyside up"—you are a bright spot on the screen, let me tell you that—and I go to a picture house for such a spark.

You were "chic" in "Noor-e-Watan". That fur cap of yours! It is a dream in soft-ness. Whenever you intend to be the kindest persons of the world, kindly part with that fur cap—and you will find one heart beating with joy. You know I have a weakness for these fur 'world'. Rarely I go to Indian pictures, but you do appear on my schedule. "Toofan Mail" is returning but what about you? If you don't reply to this letter of mine, I am going to write a poem on "The Return of the Postal Mail". By my side I will keep a doze of Laudanum, and shall try my level best to end my life with it. No—No—nothing doing—Please don't treat my letter very seriously. Humour is my only companion in life and India will be declared an independent country if it can develop the sense of humour.

"RAJ RAMNI"—Yes, that is the title of your new Film, is it not? I look forward to the day you shine on the screen.

Your Admirer,
EZEKIEL.

# સીનેમા જગતની લાડકવાયી
# છોકરી

## "ચંદુભાઈ, તમો તો વાતો કરો છો, મારૂં રીહર્સલ જોતા નથી"

લેખકઃ—**શ્રી. કાન્ત**

થોડા સમયમાં નામ કાઢનાર આ કુમારી ભાનુમતિનો થોડો પરિચય સીનેમા શોખીનોને જાણવા જેવો થશે, એટલુંજ નહીં પણ બીજી કેટલીયે વ્યકિતઓને તે માર્ગ-સૂચક બનશે.

શરૂઆતમાં જયારે કુ. ભાનુમતિ કામ પર આવવા લાગી ત્યારે તેની પાસેથી કામ લેવામાં ઘણી ઘણી મુશીબતો ઉભી થતી.

સૌથી પહેલું તો પોતે ગુજરાતી બાળક હોઇ હિન્દી-ઉર્દુ મિશ્રીત ડાયલોગ્ઝ બોલાવવા એ લગભગ નવીજ દિશા જેવું હતું.

તેના મેકઅપની તથા ડ્રેસની પણ તેટલીજ મુશ્કેલી; કોઇ પણ સીનમાં હલકાં, ફાટેલાં, ચીથરેહાલ કપડાં પહેરી રજુ થવાનું હોય તો આ કુમારી ચોખ્ખી ના સંભળાવી દેતી; રોવાનું તે મારાથી નહીંજ થાય એમ બાલહઠ, કોઇને મારવાનું હોય તો તે પણ આપણું કામ નહીં એમ સીધો જવાબ.

અને એકાદ બે રીહર્સલો થાય કે બેનબા લાંબા ટાંટીયા કરી "હું તો થાકી ગઇ" કહી તુરતજ સીન લેવાનું થોડો વખત મુલતવે.

ત્યારે તેમને ઠેકાણે લાવવા ચંદુભાઇ તથા જોહરબાઇ ભાત ભાતના રમવાના સાધનો, સોડા, ગુલાબ, રાસબરી વિગેરે ઠંડા પીણાં વિગેરેની લાલચો આપી થોડો વખત તેની સાથે બચ્ચાંશાઇ ખેલ ખેલી ઠેકાણે લાવી, સીન લેવાય તો ઠીક નહીંતર સ્ટોપ.

પણ ધીરતે ધીરતે કામ કરવામાં તેને એક જાતનો આનંદ વધતો ચાલ્યો. પોતે કરેલાં કામવાળાં પીક્ચરો ફરી ફરી જોવાનો અને પોતાનાં ઓળખીતાં, સગાં વ્હાલાં, અને બ્હેનપણીયોને બતાવવાનો શોખ થવા લાગ્યો. બધાના વખાણ સાંભળતી ગઇ તેમ તેમ હુલ્લાસ વધતો ગયો.

આજે કામ પર આવે ત્યારે રીતસર એક મોટા સ્ટાર માફકજ. આજે પોતાનાં ડ્રેસ વિગેરેની કન્ટીન્યુટી બિલ્કુલ ન ભૂલે. જેને ડાયલોગ બોલાવતાં ત્રાહી ત્રાહી થતું સીને સીન બોલી જવાનું કહે "ચંદુભાઇ એ હું બરાબર બોલી જઇશ"

રીહર્સલમાં પણ સામેથી તેની પોતાની ખંત અને કાળજી—જેના એક બે રમુજી પ્રસંગોનો પોતેજ પુરાવો આપશે.

એક વખત 'કીંમતી આંસુ'ના અમૂક સીનની રીહર્સલ ચાલુ હતી. અમુક જગ્યાએથી આવી અમુક સ્થાન પર ઉભા રહેવાનું. અને ત્યાં આવી બોલવાનું. રીહર્સલ બે એક થઇ ત્યારે, ચંદુલાલ ભાઇએ કહ્યું "ભાનુ, બેટા બરાબર છે!" પણ ભાનુ એમ ક્યાં છોડે તેવી હતી? આવીને ઉભા રહેવાની જગ્યા બરાબર દીવાસળીની સળી મુકી નક્કી કરી રાખી અને પોતે પોતાનીજ મેળે રીહર્સલ આપવી શરૂ કરી. એક વખત તો તેમ કર્યું પછી બૂમ મારી "ચંદુભાઇ! તમે તો વાતો કરો છો, મારૂ રીહર્સલ જોતા નથી. પછી કેશો ભૂલ કરે છે. જુઓ હું રીહર્સલ આપું છું" આમ સામેથી ડાયરેકટરને પણ હવે થકવવાનું જોશ તેનામાં આવ્યું છે. બીજી વખત "કીંમતી આંસુ"માં તેને જુદા જુદા ફ્રોકમાં હાજર થવાનું છે. તેથી—એક સીનમાં આવતાં પ્હેલાં, કેટલીક બીજી કન્ટીન્યુટીની તો પોતાને ખબર હતી પણ બોલી "ચંદુભાઇ! કયું ફ્રોક પ્હેરૂં?" જવાબ મળ્યો જે તને ખબર નથી? ભાનુએ સામું પરખાવી દીધું "તે ભાઇ! આમાં તો કેટલાય ફ્રોક તમે પ્હેરાવ્યાં છે એટલાં બધાં કયાંથી યાદ રહે? તમે કહોને! તમને યાદ નથી? તમારે યાદ રાખવું જોઇયે." અને ફ્રોકનો નિર્ણય થયો. સીન લેવાયો.

"કીંમતી આંસુ"માં ગોહરની કેરેકટરમાં તેને આંસુની શોધમાં નીકળવાનું આવે છે અને તે આંસુઓ બચ્ચાંઓ પાસેથી મેળવવાનાં છે. પણ ભાનુ તો આંસુઓની કટર વીરૂધ્ધ આંસુ પડવાની ચોખી ના છતાં પણ ગોહર આંસુ મેળવવા સફળ થાય છે કે નહીં તે તો "કીંમતી આંસું" જોશો ત્યારે જાણશો. અત્યાર સુધીમાં કુ. ભાનુમતિ જે જે રોલમાં રજુ થઇ છે તેના કરતાં "કીંમતી આંસુ" માં તેનું સળંગ એકસરખું અને એક મોટા સ્ટાર જેવું કામ છે.

આ કુમારી ભાનુમતિ ભવિષ્યમાં એક સારા સ્ટાર તરીકે કામ કરી જાય તો નવાઇ નથી. કારણ ચાલાકી, સમજશકિત, કર્તવ્ય પરાયણતા એ એનામાં ભારોભાર ભરેલાં છે.

**દીર્ઘાયુ રહો કુમારી ભાનુમતિ**

# કોમેડીયનોના

## ખાનગી ખાતામાંથી મેળવેલી ખાસ બાતમીઓ—

### ઘોરીઃ—

હું જો હીરો થાઉં તો હીરોઇનને વીલનના પંજામાંથી નજ છોડાવું.

× ×

હું વીલન બનું તો વારે ઘડીએ રાસબરી ન પીધા કરૂં—

× * ×

હું ડાયરેક્ટર હોઉં તો રમુજ કરતો ભુલી જાઉં—

+ ×

હું પ્રેક્ષક હોઉં તો ખરાબ પીક્ચરને ચાર કટકે સંભળાવું—

* ×

હું સ્ટુડીઓના ગેઇટનો દરવાન હોઉં તો બારણું બંધજ રાખી મૂકું—

× + ×

હું કોમેડીઅન હોઉં તો ગાવામાં પણ રમુજ ભેળવું—

### દીક્ષીત—

હું જો હીરો થાઉં તો હીરોઇનને વૈરાગ્ય શું છે એનાં લેસન્સ આપું—

× + +

હું વીલન હોઉં તો ઓરતને તો નજ ફસાવું—

× + +

હું ડાયરેક્ટર હોઉં તો લાલસિંહના ક્રીકેટના ફટકાની ફીલ્મ લઉં—

× + +

હું પ્રેક્ષક હોઉં તો કોમેડીઅનો રૂપેરી પરદા પર આવે ત્યારે સુવાનું શરૂ કરૂં—

+ + +

હું મેઇકપમેન હોઉં તો સાચી દાઢી ઉગાડવાનું સહુને કહું—

હું રેકર્ડીસ્ટ હોઉં તો સ્ટુડીઓના

કંપાઉન્ડમાં કાગડાઓ બોલતા હોય એનુંજ રેકર્ડીંગ કરૂં—

### ચાર્લી :—

હું હીરો હોઉં તો હીરોઇનને લટકા મટકા કેમ કરવા એની શિક્ષા દેખાડું. અને હીરોઇનને તારાપોરની મદદ સિવાય હસવાનું કહું.

* * *

હું વીલન હોઉં તો હીરોના હાથી જમીન પર નજ પડું.

* * *

હું પ્રેક્ષક હોઉં તો બીજાઓ શું જોઇ રહ્યા છે એનોજ અભ્યાસ કરૂં.

* * *

હું સંગીત માસ્તર હોઉં તો એક સાથે એકવીશ હારમોનીયમનું બેકગ્રાઉન્ડ મ્યુઝીક ગોઠવું.

### રામ આપ્ટે.

હું બાર વરસની ઉપરનાને હીરો થવાની ના પાડું.

* * *

વીલન હોઉં તો હું શીશીમાંથી મીલ્ક કોલ્ડીંગ કાઢીને પીઉં.

× + +

હું તબલાં બજાવનાર હોઉં તો લડાઇનાં દ્રશ્યો વખતે દસ તબલાંના ચામડાને હાની પહોંચાડવાની ઉમેદ રાખું.

*Mind!*—You are not the Bull's eye!

GOHAR aims straight at Society and E. BILLY watching the "SOLDIER'S SWEETHEART"

આવે છે

Gohar in "KIMTI ANSU"

RANJIT MOVITONE

E. BILLIMORIA. ISHWARLAL & OTHERS

कीमती आंसू

A CHANDULAL SHAH PRODUCTION

Edited, Printed and Published by CHATURBHUJ ANANDJI DOSHI for Ranjit Movitone (Dadar). at Moj-Majah Printing Press, Khatau Building, Girgaum BOMBAY 4.